# નિવેદન

## પ્રસ્તુત છઠ્ઠી આવૃત્તિ.

શ્રીમદ્ રાજચંદ્રના વચનામૃતોની આ છઠ્ઠી આવૃત્તિ બહાર પાડીએ છીએ. પાંચમી આવૃત્તિની ત્રણ હજાર પ્રતો સંવત્ ૧૯૯૧-૯૨ માં છપાવી બહાર પાડી હતી; તે પૂરી થઈ જતાં આ આવૃત્તિ બહાર પાડવાની જરૂર પડી છે. એ ઉપરથી શ્રીમદ્નાં વચનામૃતો જૈન અને જૈનેતરમાં કેટલાં લોકપ્રિય થતાં જાય છે એ જોઈ શકાશે.

"શ્રીમદ્ રાજચંદ્ર"ના અભ્યાસીઓની એવી ઇચ્છા જણાઈ કે તેમના પત્રો ને લેખો પાંચમી આવૃત્તિમાં જે રીતે આપ્યાં છે તે કરતાં સળંગ પત્રોના સ્વરૂપમાં અપાયા હોય તો આખા પત્રનું રહસ્ય જાણવાનું સરળ પડે. એટલા ખાતર આ આવૃત્તિ મુરબ્બી મનસુખલાલભાઈએ છપાવેલ બીજી આવૃત્તિના ધોરણે બહાર પાડવાનું કર્યું છે.

પત્રોનો આંક-અનુક્રમ ચોથી આવૃત્તિ પ્રમાણે રાખ્યો છે. સાથે-સાથે બીજી આવૃત્તિના આંક પણ આપ્યા છે. પત્રો અને લેખોના ક્રમમાં થોડોક ફેરફાર કર્યો છે. શ્રીમદ્ આંક ૪૧૩+૪૧૮ ના પત્રમાં લખે છે તે પ્રમાણે પત્રોના 'ઉપદેશબોધ' અને 'સિદ્ધાંતબોધ' એવા બે ભાગ પાડ્યા છે. શ્રીમદ્ના ઘણાખરા પત્રો ઉપદેશબોધરૂપે છે. થોડાક પત્રો સિદ્ધાંતિક વિષયના છે. જે પત્રો ઉપદેશબોધ જેવા છે તે 'ઉપદેશબોધ' એ મથાળા નીચે આંક અને વર્ષાનુક્રમે શરૂઆતમાં આપેલ છે; અને જે પત્રો અને લેખો સિદ્ધાંતિક વિષયના છે તે 'સિદ્ધાંતબોધ' એ મથાળા નીચે આંક અને વર્ષાનુક્રમે ત્યારપછી આપેલ છે. ત્યારબાદ 'આભ્યંતરપરિણામ-અવલોકન' એ મથાળા નીચે હાથનોંધના લેખો જે રીતે મૂળ પહેલી-બીજી આવૃત્તિમાં છે તે રીતે આપેલ છે, અને તે પછી 'ઉપદેશછાયા' એ મથાળા નીચે 'ઉપદેશછાયા', 'વ્યાખ્યાનસારસંગ્રહ' અને 'પ્રશ્નસમાધાન' એ મથાળા નીચે આગળની આવૃત્તિઓમાં છપાઈ ગયેલ વિભાગો આપ્યા છે. છેલ્લે 'આત્મસિદ્ધિશાસ્ત્ર' મૂળ પદો અને તેના વિવેચન સહિત આપેલ છે.

આ બધામાં બીજી અને ચોથી આવૃત્તિનો જ ક્રમ સાચવ્યો છે. ફક્ત કેટલાક પત્રોનો ભાગ જે બીજી આવૃત્તિમાં હતો અને ચોથી આવૃત્તિમાં નહોતો તે આ આવૃત્તિમાં ઉમેર્યો છે.

મૂળ લખાણમાં કાંઈ મહત્વનો સુધારો કર્યો નથી; જે કંઈ ફેરફાર સૂચવવા જેવા લાગ્યા તે આવા [ ] ચિહ્નમાં સૂચવેલ છે. પહેલી અને બીજી આવૃત્તિમાં જે લખાણ જે રીતે છે તેમાં અને ચોથી આવૃત્તિમાં તે સંબંધી જે ફેરફાર જણાયો તે પણ આવા [ ] ચિહ્નમાં "પાઠાંતર" તરીકે આપેલ છે. જોડણી વિરામચિહ્નો વગેરે મૂળનાં સર્વાંશે જળવાયાં નથી, કારણ કે સર્વે લખાણોની મૂળ પ્રતિઓ મને ઘણો પ્રયત્ન કર્યા છતાં ઉપલબ્ધ થઈ નથી. વળી, કેટલાક પત્રોમાં મુ૦ મનસુખલાલભાઈએ વિરામચિહ્નો વગેરેમાં ફેરફાર કરેલા લાગે છે; અને ચોથી આવૃત્તિમાં પણ શ્રીયુત્ મનસુખલાલ કીરતચંદે પણ કેટલોક ફેરફાર કર્યો જણાય છે. આ આવૃત્તિમાં જોડણી વગેરે બને તેટલી એકધારી કરેલ છે.

પહેલી, બીજી, ત્રીજી અને ચોથી આવૃત્તિ પ્રમાણે આ આવૃત્તિમાં બધા પત્રો સળંગ આપ્યા છે; છતાં વાંચકની સગવડ ખાતર લખાણના ટાઈપમાં થોડો ફેરફાર કર્યો છે. જે ભાગ સર્વસામાન્ય ઉપદેશ કે સિદ્ધાંતિકવિષય જેવો છે તે ભાગ જાડા (Black) અક્ષરોમાં

આપેલ છે. જે ભાગ મુમુક્ષુઓ પ્રતિ અંગત લખાણરૂપે લખાયેલો છે તે સાદા અક્ષરોમાં છે, અને જે ભાગ શ્રીમદ્‌ના પોતાના અંગત જીવન સંબંધે છે તે ભાગ વાંકા (Italic) અક્ષરોમાં આપ્યો છે. ટુંકમાં વાંચકને અભ્યાસમાં સરળતા થાય તેમ કરવાનો પ્રયત્ન કર્યો છે.

પુસ્તકનું દળ વધી જતું હોવાના કારણે 'મોક્ષમાળા' અને 'ભાવનાબોધ' જુદા પુસ્તકરૂપે આપવાનું કર્યું છે. આ શિવાય શ્રીમદ્‌નું બીજું કાંઈ લખાણ સામાન્ય જનતા માટે હાલ ઉપલબ્ધ નથી.

શ્રીમદ્‌ની જન્મકુંડલી, જે શ્રીમદ્ પાસે તેમની મુંબઈમાં હાજરી હોય ત્યારે લગભગ દરરોજ જનારા ભાઈ ખીમજી દેવચંદ વૈદ્ય પાસેથી મળી આવતાં તે ઉપયોગી લાગવાથી તેમાંના ગ્રહોના શાસ્ત્રોક્ત વિવેચન સહિત અન્યત્ર આપીએ છીએ. પોતાના ગ્રહ વિષે શ્રીમદ્ એક પત્ર (અપ્રગટ) માં જણાવે છે કે "અમારા ગ્રહ દશ વિદ્વાનોએ મળી પરમેશ્વર ગ્રહ ઠરાવ્યા છે–" આ વાતની સત્યતા તે કુંડળીના વિવેચન ઉપરથી જણાશે.

શ્રીમદ્‌ની જીવનિકા લખવા સંબંધે સુ૦ મનસુખલાલભાઈ 'રાજજયંતિવ્યાખ્યાનો'ની પ્રસ્તાવનામાં લખે છે કેઃ–"સ્વ૦ શ્રીમદ્ રાજચંદ્રની જીવનિકા (Life) લખાએલી જોવાને માટે ઘણા જિજ્ઞાસુઓ તીવ્ર જિજ્ઞાસા ધરાવે છે. જીવનિકા લખવાને માટે જે સાધનો અત્યારે વિદ્યમાન છે તે લગભગ કાચા પદાર્થ (Raw material) ના સ્વરૂપમાં છે. તેઓના પત્રાદિ આકારે, ગ્રંથાકારે, અંગત હાથનોંધો (Personal Diaries) ના આકારે, આભ્યન્તર-પરિણામઅવલોકન (Introspection) ના આકારે અને કાવ્યાદિ આકારે, જે વિચારો "શ્રીમદ્ રાજચંદ્ર" નામક એક ભવ્ય ગ્રંથમાં સંગ્રહાયા છે. તે વિચારો પરથી તેઓના જીવનનું ઝાંખું–છાયામાત્ર–દર્શન (Bird's-eye-view) થાય છે ખરૂં. જો એ વિચારોનું શાસ્ત્રીય (Scientilfic), ટીકાકારી (Critical), તુલનાત્મક (Comparative) અને માનસશાસ્ત્રીય (*Psychological*) પૃથક્કરણ (*Analysis*) કરી તેના હાર્દોનું શોધન કરી, તેની, તેઓનાં અંગત (Personal) અને આત્મિક (Spiritual) જીવનવિભાગોની સાથે લગાવટ (Application) કરવામાં આવે, અને પછી તેને મંકોડારૂપ ગોઠવી એક સળંગ સાંકળનો આકાર આપવા આવે તો તેઓના ચરિત્રમાં નિવાસિત થયેલ જૂદા જૂદા પ્રકારની વિશિષ્ટતાઓ તથા નિગૂઢો (Riddles) નું ગંભીર અને વાસ્તવિક દર્શન થઈ શકે. શ્રીમદ્ રાજ્યચંદ્રના વિચારોના પૃથક્કરણપૂર્વક હાર્દો શોધવા માટે અને પછી તેને એક જીવનવૃતના ઘાટમાં મૂકવા માટે તેઓના સમાગમમાં આવેલા કોઈ કોઈ સજ્જનોએ યત્નો કરી જોયા છે; તથાપિ તેઓને તે કાર્ય પોતાની શક્તિ ઉપરાંતનું અનુભવવામાં આવતાં તેઓએ પોતાના યત્નો અત્યારસુધી તો પડતા મૂકયા છે. ભવિષ્યમાં તેવા પ્રકારના યત્નો કરવાને કોઈ સદ્‌ભાગ્ય પ્રેરાય તો તેઓને જોઈતા અનેક સાધનોમાંનાં એક સહાયભૂત સાધન આપવા અર્થે આ પુસ્તક (રાજજયંતિવ્યાખ્યાનો)ની યોજના છે." આ પ્રમાણે તે તૈયાર ન કરી શકવાના જે કારણો સુ૦ મનસુખલાલભાઈએ આપ્યાં છે તે મને પણ યોગ્ય લાગ્યાં છે. મારી તેવી વિશેષ યોગ્યતા ન હોવાના કારણે જીવન–ચરિત્ર આપી શકાયું નથી. વાસ્તવિક રીતે જોતાં શ્રીમદ્‌ની ઓળખાણ તેઓના પત્રો અને લેખોથી જ થઈ શકે તેવું છે. શોધકને તેઓ સંબંધી જે જાણવાની ઇચ્છા હશે તે તેમાંથી મળી રહેશે એમ મને દેખાયું છે. છતાં આ આવૃતિમાં શ્રીમદ્‌નો જીવનવિકાશ જુદે જુદે સ્થળેથી એકત્રિત કરી આપવા ધાર્યો હતો, પણ તે બહુ લંબાણ થઈ જવાના કારણે હાલ તુરત તે આપવાનું મુલત્વી રાખેલ છે. અત્યારે તો પૂ૦ મહાત્મા ગાંધીજીએ શ્રીમદ્ રાજચંદ્રની ત્રીજી અને ચોથી આવૃત્તિ માટે લખી આપેલ પ્રસ્તાવનામાંનો ભાગ આપી સંતોષ માનવાનું રહે છે.

શ્રીમદ્‌ની ઓળખાણ અર્થે તેમની જીવનિકા લખવાના જીજ્ઞાસુઓએ "શ્રીમદ્ રાજચંદ્ર" શિવાય નીચેના પુસ્તકોમાંનો અને બીજો સૂચિત કરેલો ભાગ ખાસ કરી વાંચી વિચારી જવા જેવો છેઃ-

(૧) 'રાજજયંતીવ્યાખ્યાનો'માં આપેલ શ્રીયુત્ માણેકલાલ ઘેલાભાઈનો નિબંધ, સાક્ષર શ્રીયુત્ બલવંતરાય કલ્યાણરાય ઠાકોરનું ભાષણ, દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનું પ્રમુખ સ્થાનેથી આપેલું ભાષણ, શ્રીયુત્ મનસુખલાલ કીરતચંદ મહેતાનો નિબંધ, અને બીજા વિદ્વાનોનાં ભાષણો.

(૨) શ્રી 'પુંજાભાઈ જૈન ગ્રંથમાળા'ના નામે બહાર પડતા પુસ્તકોમાંના 'શ્રીમદ્‌ની જીવનયાત્રા' અને 'શ્રીરાજચંદ્ર વિચારરત્નો'માં શ્રીયુત્ ગોપાલદાસ જીવાભાઈ પટેલે શ્રીમદ્‌નાં સંબંધે કરેલ વિવેચન, શ્રીમદ્‌ની જયંતીઓમાંના પૂ૦ મહાત્મા ગાંધીજી, આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવ, કાકાસાહેબ કાલેલકર, શ્રીમગનભાઈ પ્રભુદાસ દેસાઈના ભાષણો, બ્રહ્મચારી શ્રી ગોવરધનભાઈ પટેલવાળો પૂજ્ય શ્રી લઘુરાજજી સ્વામીનો શ્રીમદ્ સંબંધીનો અનુભવ સૂચવતો નિબંધ, અને પંડિત શ્રી સુખલાલજીનો લેખ.

(૩) 'શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા' માં બ્રહ્મચારી શ્રી ગોવરધનભાઈએ આપેલા શ્રીમદ્ સંબંધેનાં પ્રસંગો અને પરિચય.

(૪) 'શ્રીમદ્ રાજચંદ્ર'ની હિંદી આવૃતિમાં પંડીત શ્રી જગદીશચંદ્ર શાસ્ત્રી (એમ.એ.) એ શ્રીમદ્ સંબંધે આપેલો સંક્ષિપ્ત પરિચય.

(૫) 'શ્રીમદ્ રાજચંદ્ર આત્મકથા' માંનો શ્રીમદ્‌ના જ શબ્દોમાં તેમના પત્રોમાંથી સંગ્રહ કરી આપેલ તેમની અંતરંગદશા સૂચક ભાગ.

(૬) શ્રીમદ્‌ના દેહોત્સર્ગ પ્રસંગે અલાહબાદના 'પાયોનિયર' પત્રે શ્રીમદ્‌ના સંબંધમાં લખેલ મુખ્ય લેખ, અને શ્રીમદે કરેલ શતાવધાનના પ્રયોગો સંબંધે જુદા જુદા પત્રોએ આપેલ હકિકત અને અભિપ્રાયો જે આ પહેલાની આવૃત્તિઓમાં અપાઈ ગયા છે તે.

(૭) આ પુસ્તકમાં અપાયલા પત્રો અને લેખોમાંનો બાકીનો અપ્રગટ ભાગ જે શ્રીયુત્ મોહનલાલ દલીચંદ દેશાઈ અને શ્રી દામજીભાઈ કેશવજીએ મળી જુદો તારવી તૈયાર કરેલ છે. પણ તે સામાન્ય જન સમાજને ઉપયોગી ન લાગવાથી પ્રગટ થયો નથી. તેમાંથી પણ શ્રીમદ્‌નો જીવન પરિચય લખનારને ઘણું મળી શકે તેવું છે.

(૮) વડવા—ખંભાત—માંના 'શ્રીમદ્ રાજચંદ્ર નિજાભ્યાસ મંડપ' માં શ્રીમદ્‌ના જિવનના પ્રસંગોનો જુદે જુદે ઠેકાણેથી એકત્ર કરેલો ભાગ છે. જે મુ૦ શ્રી પોપટલાલભાઈ અને બીજા મુમુક્ષુભાઈઓએ ઘણો શ્રમ લઈ મેળવેલો છે. જો કે તે નોંધો બીજા પાસેથી સાંભળેલી હકીકતો હોઈ તેમાં કોઈ કોઈ ઠેકાણે ઓછું વધતું પણ કહેવાયું હોય,—છતાં તે પણ બહુ ઉપયોગી છે.

(૯) અગાસના 'શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ'માં પણ પૂજ્ય શ્રી લઘુરાજજીએ શ્રીમદ્ સાથેનો પોતાનો પરિચય અને પ્રસંગોની કરાવેલ નોંધમાંના અપ્રગટ ભાગમાંથી પણ જાણવાનું મળે તેવું છે.

આ ઉપરથી કોઈ વિદ્વાન્ શ્રીમદ્‌નું વિસ્તૃત અને નિષ્પક્ષપાત જીવનચરિત્ર લખી ગુજરાતને, શ્રીમદ્‌ના અનુયાયીઓને અને સર્વસામાન્ય જૈન જનતાને સાલતી મહત્ત્વની ખોટ પૂરી પાડે એવી મારી ઉત્કટ ઇચ્છા છે, પણ એવો કોઈ વિદ્વાન્ બહાર આવે ત્યાંસુધી રાહ જોવાની જ રહે છે.

મુ૦ મનસુખલાલભાઈની ઇચ્છા શ્રીમદ્‌ના જીવન ઉપર બે હજાર પાનાનો ગ્રંથ લખવાની હતી એમ તેઓ વારંવાર કહેતા અને તેઓ ધારત તો લખી શકત. પણ છેલ્લે છેલ્લે તેઓના જીવનનું લક્ષ કાઠિયાવાડની રાજકીય પ્રવૃત્તિમાં જોડાયું અને તે પછી તેઓનો દેહાંત થયો એટલે શ્રીમદ્‌નું જીવન ચરિત્ર લખવું અધુરૂં રહી ગયું.

આ પ્રથમની આવૃત્તિમાં શ્રીમદે ઓગણીશ વર્ષની વયે કરેલ શતાવધાનના પ્રયોગોનો સવિસ્તર અહેવાલ આપેલ છે, જે આ આવૃત્તિમાં નથી આપ્યો. આ અહેવાલ 'સાક્ષાત્‌ સરસ્વતી' નામે પુસ્તકાકારે ઘણા વર્ષો પહેલાં છપાઈ ગયો છે. જેમને તે જાણવાની ખાસ ઇચ્છા હોય તેમણે "શ્રીમદ્‌ રાજચંદ્ર"ની પહેલી, બીજી, ત્રીજી અને પાંચમી આવૃત્તિમાંથી તે જોઈ લેવો.

સોળ વર્ષ પહેલાં શ્રીમદે રચેલાં કાવ્યો તથા આ ગ્રંથના એકવીશમા પૃષ્ઠની નોંધમાં સૂચવ્યા પ્રમાણેના 'સાતસે મહાનીતિ'માંથી મળી આવેલા વચનો 'મોક્ષમાળા' ને અંતે આપીશું.

પાંચમી આવૃત્તિમાં શ્રીમદ્‌ના વચનોનો સંક્ષિપ્ત વિષયાનુક્રમ આપ્યો હતો. આ આવૃત્તિમાં તેથી વિશેષતાથી આપવા ધાર્યો હતો, તે માટે પ્રયાસ પણ કર્યો હતો. પણ તે મને બહુ અધૂરો લાગ્યો, એટલે વિષયાનુક્રમ સદંતર જ આપેલ નથી; પણ તે માટે કોરા પાના મૂક્યા છે. તેમાં જેને જે જે યોગ્ય લાગે તે ટાંચણ કે વિષયનોંધ કરી લે.

આધુનિક સમયમાં શ્રીમદ્‌ના વચનામૃતો દેખીતા ગહન લાગતા છતાં શ્રીમહાવીરાદિક તીર્થંકરોના માર્ગને સરળ રીતે અનુસરવામાં માર્ગદર્શક જેવા છે. તેમાંથી જેની જેટલી યોગ્યતા હોય તેટલું મેળવી શકે તેવું છે. આમ લાગવાથી શ્રીમદ્‌ના વચનામૃતોમાંથી જે માર્ગદર્શક વચનો છે તેનો સંગ્રહ કરી (અત્યારસુધી કોઈ ધાર્મિક ગ્રંથ નહીં છપાયો હોય એવા) મોટા અક્ષરોમાં "કલ્યાણનો માર્ગ" તરીકે એક ગ્રંથ બસો બસો પાનાના ચાર ભાગમાં છપાવવો શરૂ કર્યો છે, જે થોડા વખતમાં બહાર પાડી શકાશે.

શ્રીમદ્‌ના વચનામૃતોમાં એટલું બધું અગાધ જ્ઞાન રહ્યું છે કે તેને જુદા જુદા સ્વરૂપમાં પ્રકાશન કરવામાં આવે તો ઘણા જીજ્ઞાસુ જીવોને ઉપયોગી અને માર્ગદર્શક થાય, અને શ્રીમદ્‌ની સાચી ઓળખાણ થાય. પણ તેમ થવામાં અર્થીય સહાયની ખાસ જરૂર હોય છે, જે માટે જ્યાં તેવી અર્થીય છૂટ હોય છે ત્યાં નજર કરવી પડે છે, પણ આવાં મહત્ત્વના કાર્યો પ્રત્યે તેમનું જોઈએ તેવું લક્ષ ન હોવાના કારણે આ પ્રચાર કાર્ય થઈ શકતું નથી.

શ્રીમદ્‌ના વચનામૃતોની જે અપૂર્વતા અત્યારે અંકાય છે તે પચીશ કે પચાશ વર્ષ પછી ઘણી ભારે અંકાશે એમ મને તે વચનોના વારંવારના અભ્યાસથી જણાયું છે. શ્રીમદ્‌ના વચનામૃતોના જે મૂળ પત્રો છે તે દિવસે દિવસે જીર્ણ થતા જાય છે; જે સાચવી રાખવાથી ભવિષ્યમાં તે ઘણા ઉપયોગી નીવડે તેવું છે. તે સાચવણ તેના ફોટોગ્રાફ પડાવીને કે તેના ત્રાંબાના બ્લોક કરાવીને થઈ શકે તેવું છે. પણ અર્થીય સહાયતાના અભાવે તે કાગળો પણ જીર્ણ થતા જાય છે. જેઓની આર્થિક સ્થિતિ સારી છે એવા શ્રીમદ્‌ના અનુયાયીઓ આ કામ તુરતમાં થાય તેમ કરવાનું લક્ષ ઉપર લે એમ હું ઇચ્છું છું.

આ આવૃત્તિનું સંશોધનમાં ઘણી ચીવટ રાખવા છતાં તેમાં ઘણી ખામીઓ રહી જવા પામી છે. બનતું શુદ્ધિપત્રક આપ્યું છે. છતાં દૃષ્ટિદોષથી, પ્રમાદદોષથી કે છાપખાનાના દોષથી રહી ગયેલ ભૂલો સુધારી લેવા વાંચકવૃંદને વિનંતિ છે.

અક્ષય તૃતીયા,
સં. ૧૯૯૭, ઘાટકોપર.

સંશોધક સેવક
હેમચંદ ટોકરશી મહેતા

## પ્રથમાવૃત્તિ

શ્રીમદ્ રાજચંદ્રની સોળ વર્ષની વય પહેલાંથી તે દેહોત્સર્ગપર્યંતના વિચારોનો વર્તમાનમાં એકત્ર થયેલો સંગ્રહ અત્ર સ્થિર થાય છે.

શ્રીમદ્દનું જીવન ગ્રંથારૂઢ થયેલું જોવાની પ્રબળ ઇચ્છા ઘણા જિજ્ઞાસુઓની છે, તથાપિ તે ઇચ્છાને અનુકૂળ થવું શક્ય જણાયું નથી; કેમકે તેઓશ્રીનું જીવન મુખ્ય કરી આભ્યંતર દશાનો વિષય છે અને તેવી આભ્યતર દશાનું ચિત્ર આલેખવું તે વિશેષ નહીં તો તથારૂપ દશા અને સામર્થ્યના ધારક મહાશયોનું કાર્ય છે; સામાન્ય બુદ્ધિનું નથી.

પરમાર્થપ્રવૃત્તિ પૌદ્ગલિક કારણોને હાનિરૂપ થતી ભાસે તો તે પ્રત્યક્ષ અજ્ઞાન છે એમ જ્ઞાત છતાં, આ ગ્રંથસંશોધનપ્રવૃત્તિ પૌદ્ગલિક કારણોને હાનિરૂપ નિમિત્ત થયેલ છે એવી કલ્પના રહ્યા કરવી એ આત્મશિથિલતા જ છે.

રાગભાવ, પ્રમાદ, મંદક્ષયોપશમ શારીરિક અને માનસિક અસ્વસ્થતા આદિ કારણો આ શોધનને વિઘ્નરૂપ પરિણમ્યાં હોય અને તેથી જે શોધનદોષ રહ્યા હોય તે માટે ક્ષમા ઇચ્છું છું.

મુંબઈ,<br>
આશાડ વદ ૫,<br>
વિ૦ સ૦ ૧૯૬૧.

એક આત્માર્થી

---

## દ્વિતીયાવૃત્તિ

શ્રીમદ્ રાજચંદ્રના વિચારોએ જે સૃષ્ટિ સન્મુખ તે સ્થિર થયા છે તે સૃષ્ટિમાં જે કંઈ સ્ફુરણા ઉત્પન્ન કરી હોય તે શોધકબુદ્ધિદ્વારા જાણવા જગત્ ઇચ્છે એ સ્વાભાવિક છે.

શ્રીમદ્ રાજચંદ્રની વિચારશ્રેણિનો ઇતિહાસ યથાયોગ્ય આલેખવામાં આવે, તો જ તેઓના જીવનનો પરિચય નિર્ધારી શકાય. આમ થવા અર્થે તેઓના વિચારસમૂહને પૃથક્કરણપૂર્વક શોધવાની અગત્ય છે. પૃથક્કરણપૂર્વક શોધાયા પછી જે શોધનતત્ત્વો નીકળે તેને અનુક્રમ આપ્યાથી વિચારશ્રેણિનો ઇતિહાસ આલેખી શકાવાયોગ્ય છે.

અમદાવાદ,<br>
કાર્તિક પૂર્ણિમા,<br>
સં૦ ૧૯૭૦.

મનસુખલાલ

---

## તૃતીયાવૃત્તિ

આ ત્રીજી આવૃત્તિ સંશોધિત સ્વરૂપમાં બહાર પાડવાના આશયથી જ સદ્ગત સુરબ્બી શ્રી મનસુખલાલભાઈએ આ કામ હાથ ધરેલું; પણ કુદરતની ઇચ્છા એ નિર્માણની વિરુદ્ધની જણાઈ અને ત્રીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ પૂરું થયું અને વિશેષ પત્રો ઇત્યાદિ સંશોધિત કરવાનું આવ્યું ત્યાં તો મુ૦ મનસુખલાલભાઈ ચાલ્યા ગયા; એટલે એ કામ અધૂરું રહે છે; તેને માટે તેમ જ આ પુસ્તકમાં જે કાંઈ મુદ્રણના કે અન્ય દોષો રહ્યા હોય તેને માટે વાંચકવૃંદની ક્ષમા માંગીને જ વિરમવાનું રહે છે.

રાજકોટ,<br>
મહા શુદ ૧૦ શુક્રવાર,<br>
સંવત ૧૯૮૦.

હેમચંદ ટોકરશી મહેતા

# પંચમાવૃત્તિ

શ્રીમદ્ રાજચંદ્રનું હસ્તલિખિત લખાણ જેટલું મળી શક્યું તેટલાનો સંગ્રહ કરી, તેનું સંશોધન કરી, મારા સ્વ૦ મુરબ્બી મામા શ્રી મનસુખભાઈએ સંવત ૧૯૬૧ માં પુસ્તકાકારે બાળબોધ લિપિમાં શ્રી પરમશ્રુત પ્રભાવક મંડળ મારફતે બહાર પાડ્યું. ત્યાર બાદ સંવત ૧૯૭૦ માં તેની બીજી આવૃત્તિ કેટલાક વધારાના પત્રો ઉમેરી ગુજરાતી લિપિમાં મુરબ્બી શ્રી મનસુખભાઈએ પોતેજ બહાર પાડી. તે પૂરી થઈ જતાં સંવત ૧૯૮૦ માં ત્રીજી આવૃત્તિ પણ ગુજરાતી લિપિમાં તેમણે જ બહાર પાડી. ત્યાર બાદ સંવત ૧૯૮૨ માં ચોથી આવૃત્તિ બાળબોધલિપિમાં શ્રી પરમશ્રુત પ્રભાવક મંડળે ભાઈ મનસુખલાલ કીરતચંદ મહેતા પાસે સંશોધન કરાવી બહાર પાડી. આ આવૃત્તિમાં કેટલાક નવા પત્રોનો ઉમેરો થયો છે, તેમ કેટલાક પત્રોમાંથી અમૂક ભાગ કાઢી નાંખવામાં પણ આવ્યો છે. તેમજ હાથનોંધના લખાણને નવાં પત્રાંક આપી ઉમેરો કર્યો છે.

આત્યારસુધીમાં બહાર પડેલ ચાર આવૃત્તિમાં શ્રીમદ્દનું લખાણ વર્ષાનુક્રમે ગોઠવી મૂકવામાં આવ્યું છે, એટલે તેમાં આવતા વિષયોનો અનુક્રમ આપવામાં આવ્યો નથી; જો કે વિષયાનુક્રમ આપવો એ જોઈએ તેટલો સગવડવાળો નથી, કારણ કે પત્રોમાં એક જ વિષય હોતો નથી; એક પત્રમાં વ્યવહારિક, આધ્યાત્મિક, પોતા સંબંધે તેમ જ પર સંબંધે થોડી થોડી હકીકતો લખેલ હોય છે; એમ છતાં આટલા મોટા એક હજાર પૃષ્ઠના પુસ્તકમાં એક પત્ર આજે વાંચ્યો હોય તે ફરીથી વાચવો હોય તો-યાદ ન રહી શકયો હોય તો-તેમ જ ગમે ત્યારે એક વિષય પર જૂદે જૂદે સ્થળે જણાવવામાં આવ્યું હોય તેને શોધવું હોય તો મુશ્કેલ પડે તેનું છે; એટલા માટે વિષયાનુક્રમની જરૂર પણ હતી, પણ તેવું કેટલાક કારણસર થઈ શક્યું નથી એમ જણાય છે. આ આવૃત્તિમાં બનતો વિષ્યાનુક્રમ આપવાનો પ્રયત્ન કર્યો છે.

આ પાંચમી આવૃત્તિમાં કેટલીક સગવડતા ખાતર નીચે પ્રમાણે જુદા જુદા સાત ખંડ પાડ્યા છે, તેમજ તે બે ભાગમાં બહાર પાડવાનું કર્યું છે, કે જેથી વાંચવાની વિષય શોધવાની, અને ગ્રંથને લઈ જવા લાવવાની સગવડ રહે. ખંડ ૧, 'હિતવચનો'. ખંડ ૨, 'આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન. ખંડ ૩, 'ઉપદેશછાયા'. ખંડ ૪, 'અંગત અને વ્યક્તિગત'. ખંડ ૫, 'આત્મસિદ્ધિશાસ્ત્ર'. ખંડ ૬, 'મોક્ષમાળા-ભાવનાબોધ'. ખંડ ૭, 'કાવ્ય સંગ્રહ'.

શ્રીમદ્દના આ બધા લખાણમાં જે તેમના પત્રો છપાયા છે તે પત્રોમાંનો જે કેટલોક ભાગ વ્યવહારિક અને અંગત હોઈ સમાજને તે ઉપયોગી નહીં થાય એમ મુરબ્બી મનસુખભાઈ અને બીજા મુમુક્ષુભાઈઓને લાગવાથી તે ભાગ કાઢી નાંખી, બાકીનો ભાગ છપાવેલ છે. આ કાઢી નાંખેલ ભાગમાંનો કેટલોક ભાગ ભાઈ મનસુખલાલ કીરતચંદે સંશોધન કરેલ ચોથી આવૃત્તિમાં આપવામાં આવેલ છે અને કેટલોક ભાગ અપ્રસિદ્ધ છે. બીજા પણ કેટલાક પત્રો વ્યવહારિક હોઈ બહાર પાડેલા નથી.

દશેરા, સં. ૧૯૯૧,
ઘાટકોપર.

સંશોધક
હેમચંદ ટોકરશી મહેતા



શ્રીમદ્ રાજચંદ્ર

(વર્ષ ૨૩ મું ધ્યાનાવસ્થા)

જન્મ વવાણિયા
સં૰ ૧૯૨૪, કાર્તિક પૂર્ણિમા

દેહોત્સર્ગ–રાજકોટ
સં૰ ૧૯૫૭, ચૈત્ર વદી પંચમી

# શ્રીમદ્‌નો પરિચય

[ મહાત્મા ગાંધીજી–મોહનદાસ કરમચંદ ગાંધી–એ "શ્રીમદ્ રાજચંદ્ર"-ની ત્રીજી અને ચોથી આવૃત્તિ ટે લખી આપેલ પ્રસ્તાવના અને 'રાયચંદભાઈનાં કેટલાંક સ્મરણો'માંથી નીચેનો ભાગ આપીએ છીએ-સં૦]

જેનાં પવિત્ર સ્મરણો લખવાનો હું આરંભ કરું છું તે સ્વ૦ શ્રીમદ્ રાજચંદ્રની ત્યુતિથિનો આ દિવસ છે. એટલે કાર્તિકી પૂર્ણિમા (સંવત્ ૧૯૭૯). મારો પ્રયત્ન શ્રીમદ્ જચંદ્રનું જીવનચરિત્ર લખવાનો નથી. એ કાર્ય મારી શક્તિની બહાર છે. મારી પાસે મગ્રી નથી. જીવનચરિત્ર લખવું હોય તો હું તેમની જન્મભૂમિ વવાણીઆબંદરમાં કેટક વખત ગાળું, તેમનું રહેવાનું મકાન તપાસું, તેમનાં રમવા ભમવાનાં સ્થાનો જોઉં, મના બાળમિત્રોને મળું, તેમની નિશાળમાં જઈ આવું, તેમના, મિત્રો અનુયાયીઓ, સગાં-બંધીઓને મળું, તેમની પાસેથી જાણવાનું જાણી લઉં ને પછીજ લખવાનો આરંભ કરું. માંની કોઈ વસ્તુનો મને પરિચય નથી.

પણ સ્મરણો લખવાની પણ મારી શક્તિ અથવા યોગ્યતા વિષે મને શંકા ઉત્પન્ન થઈ અવકાશ હોય તો તેમનાં સ્મરણો લખું એવો ઉદ્ગાર મેં એકથી વધારે વખત કહાડેલો ૧ યાદ છે. તેમના એક શિષ્ય કે જેમને સારૂ મારા મનમાં ઘણું માન છે, તેમણે તે ભળેલું અને આ આરંભ મુખ્યત્વે તેમને સતોષવાને ખાતર છે. શ્રીમદ્ રાજચંદ્ર જેમને હું યચંદભાઈ અથવા કવિ એવા નામથી પ્રેમ અને માનપૂર્વક બોલાવતો તેમનાં સ્મરણો મી તેનું રહસ્ય મુમુક્ષુ પાસે મૂકવું એ મને ગમે. હવે તો મારો પ્રયાસ કેવળ મિત્રને તોષવા પુરતો છે. તેમનાં સ્મરણોને હું ન્યાય આપી શકું તેને સારૂ મને જૈનમાર્ગનો સારો રેચય હોવો જોઇએ. મારે કબૂલ કરવું જોઈએ કે તે નથી. તેથી મારૂં દષ્ટિબિન્દુ હું ત્યંત સંકુચિત રાખવાનો છું. જે જે સ્મરણોની મારા જીવન ઉપર છાપ પડી છે તેની ધ અને તેમાંથી જે શિક્ષણ મને મળ્યુ છે તેજ આપી હું સંતોષ માનીશ. કદાચ જે ભ મને મળ્યો તે અથવા તેવો તે સ્મરણોમાંથી વાંચનાર મુમુક્ષુને પણ મળે. 'મુમુક્ષુ' બ્દ મેં ઇરાદાપૂર્વક વાપર્યો છે. બધી જાતના વાંચનારને સારૂં આ પ્રયાસ નથી.

મારી ઉપર ત્રણ પુરુષોએ ઊંડી છાપ પાડી છે. ટૉલ્સ્ટૉય, રસ્કિન અને રાયચંદભાઈ. લ્સ્ટૉયની તેમના અમુક પુસ્તક દ્વારા અને તેમની સાથેના થોડા પત્રવ્યવહારથી, રસ્કિની તેના એક જ પુસ્તક 'અન્ટુ ધિસ લાસ્ટ' થી,-જેનું ગુજરાતી નામ 'સર્વોદય' મેં ખ્યું છે-અને રાયચંદભાઈની તેમની સાથેના ગાઢ પરિચયથી. હિંદુધર્મમાં મને શંકા પેદા ) તે સમયે તેના નિવારણમાં મદદ કરનાર રાયચંદભાઈ હતા. સને ૧૮૯૩ ની સાલમાં ક્ષણ આફ્રિકામાં હું કેટલાક ખ્રિસ્તી સજ્જનોના ખાસ સંબંધમાં આવેલો. તેમનું જીવન ચ્છ હતું, ધર્મચુસ્ત હતા. બીજા ધર્મવાળાને ખ્રિસ્તી થવા સમજાવવા એ તેમનો ખ્ય વ્યવસાય હતો. જો કે મારો તેમની સાથે સંબંધ વ્યાવહારિક કાર્યને જ અંગે થયેલો, પણ તેમણે મારા આત્માના કલ્યાણ અર્થે ચિંતા કરવા માંડી. મારૂં એક કર્તવ્ય હું સમજી કો. જ્યાંસુધી હિંદુધર્મનું રહસ્ય હું પૂરૂં જાણી લઉં અને તેનાથી મારા આત્માને અસંતોષ થાય ત્યાંસુધી મારૂં જન્મનો ધર્મ મારે નજ તજવો જોઈએ. તેથી મેં હિંદુ અને ધર્મ પુસ્તકો વાંચવાં શરૂ કર્યાં. ખ્રિસ્તી, મુસલમાની પુસ્તકો વાંચ્યાં. લંડનમાં થયેલા રિચયોની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. તેમની આગળ મારી શંકાઓ મૂકી, તેમજ જેઓની ઉપર મારી કંઈ પણ આસ્થા હતી તેમની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો

# શ્રીમદ્‌નો પરિચય

[ મહાત્મા ગાંધીજી–મોહનદાસ કરમચંદ ગાંધી–એ "શ્રીમદ્ રાજચંદ્ર"ની ત્રીજી અને ચોથી આવૃત્તિ ટે લખી આપેલ પ્રસ્તાવના અને 'રાયચંદભાઈનાં કેટલાંક સ્મરણો'માંથી નીચેનો ભાગ આપીએ છીએ–સં૦]

જેનાં પવિત્ર સ્મરણો લખવાનો હું આરંભ કરૂં છું તે સ્વ૦ શ્રીમદ્ રાજચંદ્રની ન્મતિથિનો આ દિવસ છે. એટલે કાર્તિકી પૂર્ણિમા (સંવત્ ૧૯૭૯). મારો પ્રયત્ન શ્રીમદ્ જચંદ્રનું જીવનચરિત્ર લખવાનો નથી. એ કાર્ય મારી શક્તિની બહાર છે. મારી પાસે ામગ્રી નથી. જીવનચરિત્ર લખવું હોય તો હું તેમની જન્મભૂમિ વવાણીઆબંદરમાં કેટ-ક વખત ગાળું, તેમનું રહેવાનું મકાન તપાસું, તેમનાં રમવા ભમવાનાં સ્થાનો જોઉં, મના બાળમિત્રોને મળું, તેમની નિશાળમાં જઈ આવું, તેમના, મિત્રો અનુયાયીઓ, સગાં, બંધીઓને મળું, તેમની પાસેથી જાણવાનું જાણી લઉં ને પછીજ લખવાનો આરંભ કરૂં. ામાંની કોઈ વસ્તુનો મને પરિચય નથી.

પણ સ્મરણો લખવાની પણ મારી શક્તિ અથવા યોગ્યતા વિષે મને શંકા ઉત્પન્ન થઈ . અવકાશ હોય તો તેમનાં સ્મરણો લખું એવો ઉદ્ગાર મેં એકથી વધારે વખત કહાડેલો ને યાદ છે. તેમના એક શિષ્ય કે જેમને સારૂ મારા મનમાં ઘણું માન છે, તેમણે તે ાંભળેલું અને આ આરંભ મુખ્યત્વે તેમને સંતોષવાને ખાતર છે. શ્રીમદ્ રાજચંદ્ર જેમને હું ાયચંદભાઈ અથવા કવિ એવા નામથી પ્રેમ અને માનપૂર્વક બોલાવતો તેમનાં સ્મરણો ખી તેનું રહસ્ય મુમુક્ષુ પાસે મૂકવું એ મને ગમે. હવે તો મારો પ્રયાસ કેવળ મિત્રને ંતોષવા પુરતો છે. તેમનાં સ્મરણોને હું ન્યાય આપી શકું તેને સારૂ મને જૈનમાર્ગનો સારો રિચય હોવો જોઇએ. મારે કબૂલ કરવું જોઈએ કે તે નથી. તેથી મારૂં દૃષ્ટિબિન્દુ હું ાત્યંત સંકુચિત રાખવાનો છું. જે જે સ્મરણોની મારા જીવન ઉપર છાપ પડી છે તેની ાંધ અને તેમાંથી જે શિક્ષણ મને મળ્યું છે તેજ આપી હું સંતોષ માનીશ. કદાચ જે ાભ મને મળ્યો તે અથવા તેવો તે સ્મરણોમાંથી વાંચનાર મુમુક્ષુને પણ મળે. 'મુમુક્ષુ' બ્દ મેં ઇરાદાપૂર્વક વાપર્યો છે. બધી જાતના વાંચનારને સારૂ આ પ્રયાસ નથી.

મારી ઉપર ત્રણ પુરુષોએ ઊંડી છાપ પાડી છે. ટોલ્સ્ટૉય, રસ્કિન અને રાયચંદભાઈ. ાલ્સ્ટૉયની તેમના અમુક પુસ્તક દ્વારા અને તેમની સાથેના થોડા પત્રવ્યવહારથી, રસ્કિ-ની તેના એક જ પુસ્તક 'અન્ટુ ધિસ લાસ્ટ' થી,–જેનું ગુજરાતી નામ 'સર્વોદય' મેં ાખ્યું છે–અને રાયચંદભાઈની તેમની સાથેના ગાઢ પરિચયથી. હિંદુધર્મમાં મને શંકા પેદા ઈ તે સમયે તેના નિવારણમાં મદદ કરનાર રાયચંદભાઈ હતા. સને ૧૮૯૩ની સાલમાં ક્ષિણ આફ્રિકામાં હું કેટલાક ખ્રિસ્તી સજ્જનોના ખાસ સંબંધમાં આવેલો. તેમનું જીવન વચ્છ હતું. તે ધર્મચુસ્ત હતા. બીજા ધર્મવાળાને ખ્રિસ્તી થવા સમજાવવા એ તેમનો ુખ્ય વ્યવસાય હતો. જો કે મારો તેમની સાથે સંબંધ વ્યાવહારિક કાર્યને જ અંગે થયેલો, ાપણ તેમણે મારા આત્માના કલ્યાણ અર્થે ચિંતા કરવા માંડી. મારૂં એક કર્તવ્ય હું સમજી કયો. જ્યાંસુધી હિંદુધર્મનું રહસ્ય હું પૂરૂં જાણી લઉં અને તેનાથી મારા આત્માને અસં-ાષ ન થાય ત્યાંસુધી મારા જન્મનો ધર્મ મારે નજ તજવો જોઈએ. તેથી મેં હિંદુ અને ાેનાં ધર્મપુસ્તકો વાંચવાં શરૂ કર્યાં. ખ્રિસ્તી, મુસલમાની પુસ્તકો વાંચ્યાં. લંડનમાં થયેલા ાગ્રેજ મિત્રોની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. તેમની આગળ મારી શંકાઓ મૂકી, તેમજ ાહુસ્થાનમાં જેઓની ઉપર મારી કંઈ પણ આસ્થા હતી તેમની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો

તેમનાં અનુભવનાં બિંદુ સમાં છે. તે વાંચનાર, વિચારનાર અને તે પ્રમાણે ચાલનારને મોક્ષ સુલભ થાય, તેના કષાયો મોળા પડે, તેને સંસાર વિષે ઉદાસીનતા આવે, તે દેહનો મોહ છોડી આત્માર્થી બને.

આટલા ઉપરથી વાંચનાર જોશે કે શ્રીમદ્‌નાં લખાણ અધિકારીને સારૂ છે. બધા વાંચનાર તેમાં રસ નહિ લઈ શકે. ટીકાકારને તેની ટીકાનું કારણ મળશે. પણ શ્રદ્ધાવાન્ તો તેમાંથી રસજ લૂટશે. તેમનાં લખાણોમાં સત્ નીતરી રહ્યું છે એવો મને હમેશાં ભાસ આવ્યો છે. તેમણે પોતાનું જ્ઞાન બતાવવા સારૂ એક પણ અક્ષર નથી લખ્યો. લખનારનો હેતુ વાંચનારને પોતાના આત્માનંદમાં ભાગીદાર બનાવવાનો હતો. જેને આત્મકલેશ ટાળવો છે, જે પોતાનું કર્ત્તવ્ય જાણવા ઉત્સુક છે તેને શ્રીમદ્‌નાં લખાણોમાંથી બહુ મળી રહેશે, એવો મને વિશ્વાસ છે, પછી ભલે તે હિંદુ હો કે અન્યધર્મી.

× × × × ×

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે? ક્યારે થઈશું બાહ્યાન્તર નિર્ગ્રંથ જો?
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને, વિચરશું કવ મહત્પુરુષને પંથ જો?
સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી, માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહિ, દેહે પણ કિંચિત્ મૂર્છા નવ હોય જો.-અપૂર્વ૦

રાયચંદભાઈના ૨૮ વર્ષની ઉમરે નિકળેલા અપૂર્વ ઉદ્ગારની આ પહેલી બે કડીઓ છે.

જે વૈરાગ્ય એ કડીઓમાં જળહળી રહ્યો છે તે મેં તેમના બે વર્ષના ગાઢ પરિચયમાં ક્ષણે ક્ષણે તેમનામાં જોએલો. તેમના લખાણોની એક અસાધારણતા એ છે કે પોતે જે અનુભવ્યું તે જ લખ્યું છે. તેમાં ક્યાંયે કૃત્રિમતા નથી. બીજાની ઉપર છાપ પાડવા સારૂ એક લીટીસરખી પણ લખી હોય એમ મે નથી જોયું. તેમની પાસે હમેશાં કંઇક ધર્મપુસ્તક અને એક કોરી ચોપડી પડેલાં જ હોય. આ ચોપડીમાં પોતાનાં મનમાં જે વિચાર આવે તે લખી નાખે. કોઈ વેળા ગદ્ય ને કોઈ વેળા પદ્ય. એવી રીતેજ 'અપૂર્વ અવસર' પણ લખાએલું હોવું જોઈએ.

ખાતાં, બેસતાં, સુતાં, પ્રત્યેક ક્રિયા કરતાં તેમનામાં વૈરાગ્ય તો હોય જ. કોઈ વખત આ જગતના કોઈ પણ વૈભવને વિષે તેમને મોહ થયો હોય એમ મેં નથી જોયું.

તેમની રહેણી કરણી હું આદર-પૂર્વક પણ ઝીણવટથી તપાસતો. ભોજનમાં જે મળે તેથી સંતુષ્ટ રહેતા. પહેરવેષ સાદો, પહેરણ, અંગરખું, ખેસ, ગરભસુતરો ફેંટો ને ધોતી. એ કંઈ બહુ સાફ કે ઇસ્ત્રીબંધ રહેતાં એમ મને સ્મરણ નથી. ભોંયે બેસવું, ખુરસીએ બેસવું બન્ને સરખાં હતાં. સામાન્ય રીતે પોતાની દુકાનમાં ગાદીએ બેસતા.

તેમની ચાલ ધીમી હતી, અને જોનાર સમજી શકે કે ચાલતાં પણ પોતે વિચારમાં ગ્રસ્ત છે. આંખમાં ચમત્કાર હતો; અત્યંત તેજસ્વી, વિહ્વળતા જરાયે ન હતી. આંખમાં એકાગ્રતા લખેલી હતી. ચહેરો ગોળાકાર, હોઠ પાતળા, નાક અણીદાર પણ નહિં, ચપટું પણ નહિં, શરીર એકવડું, કદ મધ્યમ, વર્ણ શ્યામ, દેખાવ શાંત મૂર્તિનો હતો. તેમના કંઠમાં એટલું બધું માધુર્ય હતું કે તેમને સાંભળતાં માણસ થાકે નહિં. ચહેરો હસમુખો ને પ્રફુલ્લિત હતો. તેની ઉપર અંતરાનંદની છાયા હતી. ભાષા એટલી પરિપૂર્ણ હતી કે તેમને પોતાના વિચારો બતાવતાં કોઈ દિવસ શબ્દ ગોતવો પડ્યો છે એમ મને યાદ નથી. કાગળ લખવા બેસે ત્યારે ભાગ્યે જ શબ્દ બદલતાં મેં તેમને જોયા હશે; છતાં વાંચનારને એમ નહિ લાગે કે ક્યાંએ વિચાર અપૂર્ણ છે કે વાક્યરચના તુટેલી છે. અથવા શબ્દની પસંદગીમાં ખોડ છે.

આ વર્ણન સંયમીને વિષે સંભવે. બાહ્યાડંબરથી મનુષ્ય વીતરાગી નથી થઈ શકતો. વીતરાગતા એ આત્માની પ્રસાદી છે. અનેક જન્મના પ્રયત્ને મળી શકે છે એમ હરકોઈ માણસ અનુભવી શકે છે. રાગોને કહાડવાનો પ્રયત્ન કરનાર જાણે છે કે રાગરહિત થવું કેવું કઠિન છે. એ રાગ-રહિત દશા કવિને સ્વાભાવિક હતી એમ મારી ઉપર છાપ પડી હતી.

મોક્ષનું પ્રથમ પગથીયું વીતરાગતા છે. જ્યાં સુધી જગતની એક પણ વસ્તુમાં મન ખુંચેલું છે ત્યાં સુધી મોક્ષની વાત કેમ ગમે? અથવા ગમે તો તે કેવળ કાનને જ—એટલે જેમ આપણને અર્થ જાણ્યા સમજ્યા વિના કોઈ સંગીતનો કેવળ સુર જ ગમી જાય તેમ. એવી માત્ર કર્ણપ્રિય ગમ્મતમાંથી મોક્ષને અનુસરનારૂં વર્તન આવતાં તો ઘણો કાળ વહી જાય. આંતર વૈરાગ્ય વિના મોક્ષની લગની ન થાય. એવી વૈરાગ્ય લગની કવિની હતી.

વણિક જેહનું નામ જેહ જૂઠું નવ બોલે, વણિક તેહનું નામ તોલ ઓછું નવ તોલે;
વણિક તેહનું નામ બાપે બોલ્યું તે પાળે, વણિક તેહનું નામ વ્યાજ સહિત ધન વાળે.
વિવેક તોલ એ વણિકનું, સુલતાન તોલ એ સાવ છે;
વેપાર ચૂકે જો વાણીઓ, દુઃખ દાવાનળ થાય છે. —સામળભટ

સામાન્ય માન્યતા એવી હોય છે કે વ્યવહાર કે વેપાર અને પરમાર્થ અથવા ધર્મ એ બે નોખી ને વિરોધી વસ્તુ છે. વેપારમાં ધર્મ દાખલ કરવો એ ગાંડપણ છે. એમ કરવા જતાં બન્ને બગડે. આ માન્યતા જો ખોટી ન હોય તો આપણે કપાળે કેવળ નિરાશા જ લખેલી હોય. એવી એક પણ વસ્તુ નથી, એવો એક પણ વ્યવહાર નથી કે જેમાંથી આપણે ધર્મને દૂર રાખી શકીએ.

ધાર્મિક મનુષ્યનો ધર્મ તેના પ્રત્યેક કાર્યમાં જણાવો જ જોઈએ એમ રાયચંદભાઈએ પોતાના જીવનમાં બતાવી આપ્યું હતું. ધર્મ કંઈ એકાદશીને દહાડે જ, પજેસણમાં જ, ઇદને દહાડે કે રવીવારે જ પાળવાનો, અથવા તો મંદિરોમાં, દેરાંઓમાં, દેવળોમાં ને મસ્જીદોમાં જ પાળવાનો, પણ દુકાનમાં કે દરબારમાં નહિં, એવો કોઈ નિયમ નથી; એટલું જ નહિં પણ એમ કહેવું એ ધર્મને ન ઓળખવા બરોબર છે, એમ રાયચંદભાઈ કહેતા, માનતા, ને પોતાના આચારમાં બતાવી આપતા.

તેમનો વેપાર હીરા-મોતીનો હતો. શ્રી૦ રેવાશંકર જગજીવન ઝવેરીની સાથે ભાગીદાર હતા. સાથે કાપડની દુકાન પણ ચલાવતા. પોતાના વ્યવહારમાં સંપૂર્ણ રીતે પ્રમાણિકપણું જાળવતા એવી મારી ઉપર તેમણે છાપ પાડી હતી. તેઓ સોદા કરતા તે વખતે હું કોઈવાર અનાયાસે હાજર રહેતો. તેમની વાત સ્પષ્ટ અને એકજ હતી, 'ચાલાકી' જેવું હું કંઈ જોતો નહિં. સામેનાની ચાલાકી પોતે તુરત કળી જતા. તે તેમને અસહ્ય લાગતી. એવે વખતે ભ્રૂકુટિ પણ ચડતી, ને આંખોમાં લાલાશ હું જોઈ શકતો હતો.

ધર્મકુશળ એ વ્યવહારકુશળ ન હોય એ વહેમ રાયચંદભાઈએ ખોટો સિદ્ધ કરી બતાવ્યો હતો. પોતાના વેપારમાં પૂરી કાળજી ને હુશિયારી બતાવતા. હીરા મોતીની પરીક્ષા ઘણી ઝીણવટથી કરી શકતા. જો કે ઇંગ્રેજી જ્ઞાન તેમને નહોતું છતાં પારિસ વિગેરેના તેમના આડતીયા તરફથી આવેલા કાગળો, તારોના મર્મો તુરત સમજી જતા, ને તેઓની કળા વર્તતાં વાર ન લાગતી. તેમણે કરેલા તર્કો ઘણે ભાગે સાચા પડતા.

આટલી કાળજીને હુશિયારી છતાં વેપારની તાલાવેલી કે ચિંતા ન રાખતા. દુકાનમાં બેઠા પણ જ્યારે પોતાનું કામ પુરૂં થઈ રહે એટલે ધર્મપુસ્તક તો પાસે પડયું જ હોય તે ઉઘડે અથવા પેલી પોથી કે જેમાં પોતાના ઉદ્ગારો લખતા તે ઉઘડે. મારા જેવા જિજ્ઞાસુ તેમની પાસે રોજ આવ્યા જ હોય. તેમની સાથે ધર્મચર્ચા કરતાં આચકો ન ખાય. વેપાર ને ટાણે વેપાર, ધર્મ ને ટાણે ધર્મ, અથવા એક જ વખતે એક જ કામ એ સામાન્ય ને સુંદર નિયમનું કવિ પાલન ન કરતા. પોતે શતાવધાની હોઈ તેનું પાલન ન કરે તે ચાલે. બીજાઓ તેમનો વાદ કરવા જાય તો બે ઘોડે ચડનાર જેમ પડે તેમ પડે જ. સંપૂર્ણ રીતે ધાર્મિક ને વીતરાગી પુરુષ પણ જે ક્રિયા જે કાળે કરતો હોય તેમાંજ તે લીન થાય એ યોગ્ય છે એટલુજ નહિં પણ તેને તો એજ શોભે. એ તેના યોગની નિશાની છે. એમાં ધર્મ છે. વેપાર અથવા એવી કોઈપણ ક્રિયા જો કર્તવ્ય હોય તો તેમાં પણ પૂરી એકાગ્રતા હોવીજ જોઈએ. અંતરમાં આત્મ ચિંતવન તે તો મુમુક્ષુને તેના શ્વાસની પેઠે ચાલવું જ

જોઈયે. તેથી એક ક્ષણભર પણ તે વંચિત ન રહે. પણ એમ આત્માને ચિંતવતો છતો જે બાહ્ય કાર્ય કરતો હોય તેમાંજ તે તન્મય રહે જ.

× × × × ×

રાયચંદભાઈના ધર્મનો વિચાર આપણે કરીએ તેના પહેલાં ધર્મનું સ્વરૂપ જે તેમણે આલેખ્યું હતું તે જોઈ જવું અગત્યનું છે. ધર્મ એટલે અમુક મતમતાંતર નહિ. ધર્મ એટલે શાસ્ત્રોને નામે ઓળખાતાં પુસ્તકોને વાંચી જવાં કે ગોખી જવાં અથવા તેમાં કહેલું બધું માનવું જ એ પણ નહિ. ધર્મ એ આત્મનો ગુણ છે અને માનવ જાતિને વિષે દશ્ય કે અદશ્ય રૂપે રહેલો છે. ધર્મ વડે આપણે મનુષ્ય જીવનનું કર્તવ્ય જાણી શકીએ છીએ. ધર્મ વડે આપણે બીજા જીવો પ્રત્યેનો આપણો ખરો સંબંધ ઓળખી શકીએ. આ બધું જ્યાં સુધી આપણે પોતાને ન ઓળખીએ ત્યાં સુધી નજ બની શકે એ તો દેખીતું છે. તેથી ધર્મ એટલે જે વડે આપણે પોતાને ઓળખી શકીએ તે સાધન. આ સાધન આપણે જ્યાંથી મળે ત્યાંથી લઈએ. પછી ભલે તે ભારતવર્ષમાં મળો કે યૂરોપથી આવો કે અરબસ્તાનથી. આ સાધનોનું સામાન્ય સ્વરૂપ બધાં ધર્મ શાસ્ત્રોમાં એકજ છે એમ જેણે જૂદાં જૂદાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે તે કહી શકશે. અસત્ય બોલવું કે આચરવું એમ કોઈ શાસ્ત્ર નથી કહેતું. હિંસા કરવી એમ પણ કોઈ શાસ્ત્ર નથી કહેતું. સર્વે શાસ્ત્રોનું દોહન કરતાં શંકરાચાર્યે 'ब्रह्मसत्यं जगन्मिथ्या' કહ્યું. કુરાને શરીફે તેને બીજી રીતે 'ઈશ્વર એક છે ને તેજ છે, તેના વિના બીજું કશું નથી' એમ કહ્યું. 'હું ને મારો પિતા એકજ છીએ'. એ બધાં એકજ વસ્તુનાં રૂપાંતર છે. પણ આ એકજ સત્યને ખીલવવામાં અપૂર્ણ મનુષ્યોએ પોતાનાં જૂદાં જૂદાં દષ્ટિબિંદુ વાપરી આપણે સારૂં મોહજાળ રચી છે તેમાંથી આપણે નીકળવું રહ્યું છે. આપણે અપૂર્ણ તે આપણાથી ઓછા અપૂર્ણની મદદ લઈ આગળ જઈએ છીએ અને છેવટે કેમ જાણે અમુક હદ લગી જતાં આગળ રસ્તોજ નથી એમ માનીએ છીએ. હકીકતમાં એવું કાંઈજ નથી. અમુક હદ પછી શાસ્ત્રો મદદ નથી કરતાં, અનુભવ મદદ કરે છે. તેથી રાયચંદભાઈએ ગાયું છે.

*જે પદ શ્રીસર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં, કહી શકયા નહીં પણ તે શ્રી ભગવાન્ જો;—*
*એહ પરમ પદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં, ગજાવગરને હાલ મનોરથ રૂપ જો.—*

એટલે છેવટે તો આત્માને મોક્ષ દેનાર આત્માજ છે; આ શુદ્ધ સત્યનું નિરૂપણ રાયચંદભાઈએ ઘણી રીતે પોતાનાં લખાણોમાં કર્યું છે. રાયચંદભાઈએ ઘણાં ધર્મપુસ્તકોનો સરસ અભ્યાસ કર્યો હતો. તેમને સંસ્કૃત અને માગધી ભાષા સમજવામાં જરાએ મુશ્કેલી નહોતી આવતી. વેદાંતનો અભ્યાસ તેમણે કરેલો, તેમજ ભાગવતનો અને ગીતાજીનો. જૈન પુસ્તકો તો જેટલાં તેમને હાથ આવતાં તે વાંચી જતા તેમની વાંચવાની ને ગ્રહણ કરવાની શક્તિ અથાગ હતી. એક વખતનું વાંચન તે તે પુસ્તકોનું રહસ્ય જાણી લેવાને સારૂં તેમને પુરતું હતું. કુરાન, ઝંદ અવસ્તા ઇ. નું વાંચન પણ અનુવાદો મારફતે તેમણે કરી લીધું હતું. તેમનો પક્ષપાત જૈન દર્શન તરફ હતો એમ તેઓ મને કહેતા. તેમની માન્યતા હતી કે જિનાગમમાં આત્મજ્ઞાનની પરાકાષ્ઠા છે. આ તેમનો અભિપ્રાય મારે આપી જવો આવશ્યક છે. તેને વિષે હું મત આપવા મને તદ્દન અનધિકારી ગણું છું.

પણ રાયચંદભાઈને બીજા ધર્મ પ્રત્યે અનાદર નહતો. વેદાંત પ્રત્યે પક્ષપાત પણ હતો. વેદાંતીને તો કવિ વેદાંતીજ જણાય. મારી સાથે ચર્ચા કરતાં મને કોઈ દિવસે તેમણે એવું તો કહ્યું જ નહિ કે મારે મોક્ષ મેળવવા સારૂં અમુક ધર્મને અવલંબવો જોઈએ. મારો આચાર વિચારવાનું જ તેમણે મને કહ્યું. પુસ્તકો કયાં વાંચવાં એ પ્રશ્ન ઉઠતાં મારૂં વલણ ને મારા બચપણના સંસ્કાર વિચારી તેમણે મને ગીતાજી વાંચતો તેમાં ઉત્તેજન આપેલું, અને બીજાં પુસ્તકોમાં પંચીકરણ, મણિરત્નમાલા, યોગવાસિષ્ઠનું વૈરાગ્યપ્રકરણ, કાવ્યદોહન પહેલો ભાગ,

અને પોતાની મોક્ષમાળા વાંચવાનું સૂચવ્યું હતું. રાયચંદભાઈ ઘણી વેળા કહેતા કે જૂદા જૂદા ધર્મ એ તો વાડાઓ છે તેમાં મનુષ્ય પૂરાઈ જાય છે. જેણે મોક્ષ મેલવવો એજ પુરુષાર્થ માન્યો છે તેને કોઈ ધર્મનું તિલક પોતાને કપાળે લગાડવાની આવશ્યકતા નથી.

'સૂતર આવે ત્યમ તું રહે, જ્યમ ત્યમ કરીને હરીને લહે'

એ જેમ અખાનું તેમ રાયચંદભાઈનું પણ સૂત્ર હતું. ધર્મના ઝગડાથી તેમને હમેશાં કંટાળો આવતો, તેમાં ભાગ્યેજ પડતા. બધા ધર્મોની ખૂબીઓ પુરી જોઈ જતા ને તે તે ધર્મીની પાસે મૂકતા. દક્ષિણ આફ્રિકાના મારા પત્રવ્યહારમાં પણ મેં તેમની પાસેથી એજ વસ્તુ મેળવી હતી.

હું પોતે તો એમ માનનારો છું કે સર્વે ધર્મ તે તે ભક્તોની દૃષ્ટિએ સંપૂર્ણજ છે ને સર્વે ધર્મ અન્યની દૃષ્ટિએ અપૂર્ણ છે. સ્વતંત્ર રીતે વિચારતાં સર્વ ધર્મ પૂર્ણાપૂર્ણ છે. અમુક હદ પછી બધાં શાસ્ત્રો બંધન રૂપે લાગે છે. પણ એ તો ગુણાતીતની સ્થિતિ થઈ. રાયચંદભાઈની દૃષ્ટિએ વિચારીએ તો કોઈને પોતાનો ધર્મ છોડવાની આવશ્યકતા નથી. સહુ પોતાના ધર્મમાં રહી પોતાની સ્વતંત્રતા એટલે મોક્ષ મેળવી શકે છે. કેમકે મોક્ષ મળવો એટલે સર્વાંશે રાગ-દ્વેષ રહિત થવું.

મોહનદાસ કરમચંદ ગાંધી.

---

શ્રીમદ્ રાજચંદ્રનો જન્મ સંવત્ ૧૯૨૪ માં શ્રી વવાણીઆ (મોરબી-કાઠિયાવાડ-તાબે)માં થયો હતો. તેમના પિતાશ્રીનું નામ રવજીભાઈ પચાણ હતું. તેમના કુટુંબનો અને મોસાળ પક્ષનો મૂળ ધર્મ* સ્થાનકવાસીસંપ્રદાયનો હતો. શ્રીમદ્‌ના માતુશ્રીનું નામ દેવબાઈ હતું. તેમનો જન્મ મોરબી તાબે માળીયા ગામમાં થયો હતો. શ્રીમદ્‌ને એક ભાઈ, ચાર બ્હેનો, બે પુત્રો અને બે પુત્રીઓ હતાં. ભાઈનું નામ મનસુખલાલ હતું. બ્હેનોના નામ: શીવકુંવરબાઈ, ઝબકબાઈ, મેનાબાઈ અને જીજીબાઈ હતાં. પુત્રોના નામ છગનલાલ અને રતીલાલ હતાં. પુત્રીઓનાં નામ જવલબાઈ અને કાશીબાઈ હતાં. તેઓ બધા તેમની હૈયાતીમાં જીવંત હતા. અત્યારે શ્રીમદ્‌ના એક બ્હેન ઝબકબાઈ અને એક પુત્રી જવલબાઈ* હયાત છે.

શ્રીમદે સંવત ૧૯૪૩ માં ૧૯ વર્ષની ઉમરે ગૃહસ્થાવાસમાં પ્રવેશ કર્યો હતો. તેમના પત્નીનું નામ ઝબકબાઈ હતું. તેઓ શ્રીયુત રેવાશંકર જગજીવનદાસના ભાઈ પોપટલાલ જગજીવનદાસના પુત્રી હતા; જેઓ મોરબીના રહીશ હતા.

શ્રીમદે સંવત ૧૯૪૬ માં મુંબઈમાં શ્રીયુત રેવાશંકર જગજીવનદાસ સાથે ભાગીદારીમાં વ્યાપારમાં પ્રવેશ કર્યો હતો. શરૂઆતમાં કાપડ, કરિયાણું, અનાજ વગેરે મોકલવાની આડત તરીકેનું કામકાજ હતું. પાછળથી મોતીનો બહોળા પ્રમાણમાં વ્યાપાર સુરતના ઝવેરી નગીનચંદ ઝવેરચંદ અને બીજાઓ સાથે કર્યો હતો. તેમણે રંગુનમાં પણ શ્રીયુત પ્રાણજીવનદાસ જગજીવનદાસ મહેતા અને વડોદરાના શ્રીયુત માણેકલાલ ઘેલાભાઈ સાથે ભાગમાં ઝવેરાતની પેઢી ખોલી હતી.

સંવત ૧૯૫૫-૫૬ માં ચોખાનું કામકાજ શરૂ કરેલ તેના બહોળા વેપારને અંગે શ્રીમદ્‌ને શારીરિક બહુ શ્રમ પડેલો અને તેથી શરીરપ્રકૃતિ બગડી હતી. તે વખતે શરીર સુધારણા અર્થે તેઓ ધરમપુર, અમદાવાદ, વઢવાણ કેંપ અને રાજકોટ રહ્યા હતા. છેલ્લી અવસ્થાએ તેમને સંગ્રહણીનો વ્યાધી થયો હતો અને તે જ દર્દમાં સંવત ૧૯૫૭ નાં ચૈત્ર વદ પાંચમે તેઓશ્રીનો રાજકોટ મુકામે દેહોત્સર્ગ થયો હતો. તે વખતે તેમનું બધું કુટુંબ અને ગુજરાત-કાઠિયાવાડમાં તેમના પરીચયમાં આવેલા કેટલાક મુમુક્ષુભાઈઓની હાજરી હતી.

હેમચંદ ટોકરશી મહેતા.

---

* ભાઈ ગોપાલદાસ શ્રીરાજચંદ્ર વિચારરત્નોમાં "શ્રીમદ્‌નો કુટુંબધર્મ વૈષ્ણવ હતો" અને "તેમના પુત્ર-પુત્રી એમાનું આજે કોઈ વિદ્યમાન નથી" એમ જણાવેલ છે. પણ વસ્તુ સ્થિતિ ઉપર પ્રમાણે છે.—સંશોધક.

# श्रीमतां जन्मकुंडली

जन्म सं० १९२४ कार्तिक शुद्ध १५ रवौ.




[ लेखकमहोदयाः श्री. गोविन्द जनार्दन बोरकर* उर्फे श्रीगजाननस्वामी. दादर–मुंबई. ]

अस्य पुरुषस्य जन्मकुण्डल्यां चंद्रचूडनामा योगो वरीवर्ति । यतः ।

चंद्रचूडो भवेद्योगो धर्मपो यदि केंद्रगः । योगेऽस्मिन् दानशीलश्च गुणपूर्णो भवेन्नरः ॥ १ ॥

अस्याऽयं भावो यदा नवमस्थानपतिः केन्द्रस्थाने भवति तदा चंद्रचूडो नामा योगो भवति–सोऽस्मिन् पुरुषे नवमस्थानपतिर्भौमः केन्द्रेऽर्थाच्चतुर्थस्थाने विद्यते । एतेनायं पुमानतिगुणवान् महान् प्रतापशाली दुःखितानामपि परिपोषकोऽतीव दानशीलस्तथाऽस्य संसर्गप्रभावेण कुत्सिता अपि पुरुषास्सन्मार्गरता भविष्यन्ति । इत्येको चंद्रचूडनामा योगः ।

अन्यच्च—एवमस्य पुंसः कुण्डल्यां मयूरनामा योगः आलोच्यते यतः ।

केन्द्रायगो वित्तपतिर्मयूरो । वित्तेऽथवा चेद् धनदः सुयोगः ॥ २ ॥

अस्याऽयं भावो यदा वित्तपतिरर्थात् द्वितीयस्थानपतिः केन्द्रेऽथवा एकादशस्थाने तथा स्वस्थाने स्यात्तदा मयूरनामा योगो भवति । सोऽस्मिन् पुरुषे द्वितीयस्थानपतिः सौम्यः केन्द्रे चतुर्थे निवसति । तेनायं पुमान् वाक्यवचनेऽतीव दक्षः । धनादिव्ययः उत्सवे तथा सन्मार्गेऽतीव करिष्यति । इति द्वितीयो योगो बहुश्रेष्ठः ।

अन्यच्च—अस्य मनुजस्य जन्मकुण्डल्यां 'श्रीवत्स'नामा योगोऽपि दर्शयति यतः ।

केन्द्रे च कोणे गगनाधिपश्चेत् । श्रीवत्सयोगे धनवान् मनुष्यः ॥ ३ ॥

अस्याऽयं भावो यदा गगनाधिपोऽर्थात् दशमस्थानपतिकेन्द्रस्थानेऽथवा कोणस्थाने प्राप्नोति तदा श्रीवत्स-योगो भवति । सोऽस्मिन् दशमस्थानपतिः शुक्रः केन्द्रस्थानेऽर्थाच्चतुर्थस्थाने विद्यत एव तेनायं पुमान् लक्ष्मीवान् तथा सर्वसौख्ययुतः सर्वदैव भवितुमर्हति । इति तृतीयो योगो दर्शयति ।

अन्यच्च—अस्य पुरुषस्य जन्मपत्रिकायां चतुर्थो योगः पारिजातनामाऽपि विद्यते यतः ।

चतुष्टये विक्रमगेहनाथे । स्यात्पारिजाते नृपपूजितश्च ॥ ४ ॥

अस्य भावोऽयं प्रतीयते यदा तृतीयस्थानपतिश्चतुष्टयेऽर्थः प्रथमचतुर्थसप्तमदशमस्थानेषु समुपविशति तदासौ मनुजोऽतीव राजसन्मानितः संभविष्यति सोऽस्मिन् जन्मकाले तृतीयस्थानपतिर्गुरुश्चतुर्थस्थाने निवसति तेनाऽयं योगोऽत्युत्तमः शोभते–इति चतुर्थो योगः ।

अन्यच्च—अस्य मनुजस्य जन्मकाले मुक्तादामाख्ययोगोऽपि बहुसौख्यकरः प्रदर्शयति । यतः ।

केंद्रे वा लाभगेहे वा कोणे यांबुपतिर्यदा । मुक्तादामाख्यः स्याद् बहुभोगधनप्रदः ॥ ५ ॥

अर्थाद्यदाऽम्बुपतिश्चतुर्थस्थानस्वामी केन्द्रस्थाने तथा लाभस्थाने एकादशेऽथवा कोणस्थाने वा समायाति तदा मुक्तादामा नाम योगो भवति । सोऽस्मिन्–चतुर्थस्थानपतिर्भौमः केन्द्रेऽर्थाच्चतुर्थस्थाने एव तिष्ठति तेनायं पुमानतिलक्ष्मीवान् अमूल्यपदार्थानपि भोक्ता भविष्यति किमधिकेनाध्यात्मिकानपि विषयानयं सुखेन भोक्ष्यति । इति पंचमो मुक्तादामा योगोऽपि शोभत एव ।

---

* શ્રીયુત્ ગોવિંદ જનાર્દન બોરકરે પોતાની ઘણી પ્રવૃત્તિમાંથી શ્રમ લઈ શ્રીમદ્‌ની જન્મકુંડળીના ગ્રહોના શ્લોકો જુદા જુદા યોગ તેમજ તેનું સંસ્કૃત વિવેચન, કરી આપી ઉપકૃત કરેલ છે.—સંશોધક.

अन्यच्च—अस्य पुरुषस्यान्यो मृगराजनामाऽपि योगो विद्यते यथोक्तमपि ।

कौर्प्यमेषहरिकर्कटयातौ चापराशिझषराशिगतौ वा ।

भास्करात्मजवसुंधरात्मजौ स्यात्तदा सुखकरो मृगराजः ॥ ६ ॥

अस्याऽयं भावः । यदा भास्करात्मजः शनिः वसुन्धरात्मजो भौमः एतौ ग्रहौ वृश्चिकमेषसिंहकर्कराशीन् यदा समायातौ अथवा धनमुनिराशिसंप्राप्तौ तदा मृगराजनामा योगो भवति एवमस्मिन् जन्मराशौ शनिभौमा-वेतौ पापग्रहौ केन्द्रे चतुर्थस्थाने निवसतस्तेन मृगराजनामा योगोऽप्यालोच्यतेऽस्मिन् योगे समुत्पन्ने मनुजोऽति-सुखभाग् भवतीति षष्ठो मृगराज नामा योगो निरीक्ष्यते ।

एवमस्य पुरुषस्य सप्तमोऽमराह्वययोगोऽतिसौख्यकरो दर्शयति । यतः ।

अमराह्वययोगः स्यात् केंद्रकोणगते गुरौ । चतुर्थे पापखेटे च योगेऽस्मिन् श्रीयुतो नरः ॥ ७ ॥

अर्थात्–केन्द्र तथा कोणः नवपंचमस्थाने गुरौ संप्राप्ते सति तथा चतुर्थस्थाने पापग्रहे च वर्तमाने सति— अमराख्यनामा योगो भवति–अस्य योगस्य संप्राप्तौ मनुजः चिरकालपर्यन्तं लक्ष्म्याः संयुतो भविष्यति ।

सोऽस्य जननकाले गुरुः सप्तकस्थाने विद्यते तथा पापग्रहाः रविशनिभौमाश्चतुर्थस्थाने प्रदर्शयन्ति तेना-परनामाऽपि योगः सुयोगः प्रतीयते–यस्मिन् संप्राप्ते सति मनुजः श्रीपदचिह्नेन भूषितो भवितुं शक्यः इति सप्तमोऽमरनामा योगः ।

अन्यच्च—एवमस्य जन्मकुण्डल्यां फलनामा योगः समुल्लसति । यतः । 'उदयभवधनेशाः केन्द्रकोणेग-ताश्चेत् भवति च फलयोगः सौख्यदो मानवानाम्' अस्याऽयं भावो यदा लग्नाधिपः एवं एकादशस्थानपतिस्तथैव द्वितीयस्थानपतिर्यदा केन्द्रेऽथवा कोणस्थाने समुपविशति तदा मनुजानामतिसौख्यं ददाति—

सोऽस्य जन्मकाले रविभौमसौम्याः चतुर्थस्थाने स्थितास्तेनायं पुमानल्पावस्थायामेवातिसौख्यभाग् भवितु-मर्हति–इत्यष्टमो योगः । एवमन्येऽपि बहवो योगाः प्रदर्शयन्ति–एते योगाः योगचिन्तामणिग्रन्थे समुल्लिखिताः ।

अपरञ्च–भृगुसंहितायान्तु–भृगुमुनिरित्थं निगदति यदा चतुर्थस्थाने रविभौमसौम्यभृगुशनयः पंचग्रहाः एकत्रीभूताः स्थिताश्चेदपरश्च मोक्षस्थानपतिश्चन्द्रो यदा धर्मस्थाने निवसति तदासो मनुजोऽतितेजस्वी पूर्वजन्म-संचितपुण्यानां भाक् तथोदारदाता धर्मोपदेशको भवति । अपरञ्च यच्छौर्यं संन्यासिनां समाधिस्थचित्तेन प्राप्नोति तच्छोप्यमेवं ग्रहस्थितिभूतेन मनुजानां सुखेन भविष्यति । ननु किञ्चिदकष्टं भविष्यति–इत्येतत्पर्यन्तं फलं तस्य पुरुषस्य भवति यदन्येषां बहुकष्टेन वा कोटिजन्मसंचितपुण्येन प्राप्नोति तत्फलमस्यैवं ग्रहस्थितेन सद्यः प्राप्नोति ।

**शुभं भवतु.**

## (ઉપરની કુંડળીના શ્લોકોનો ગુજરાતી અનુવાદઃ-)

આ પુરુષની જન્મકુંડલીમાં 'ચંદ્રચૂડ' નામનો યોગ વર્તે છે. તે શ્લોકનો ભાવાર્થઃ- 'જ્યારે નવમા સ્થાનનો પતિ કેંદ્રસ્થાનમાં હોય છે ત્યારે ચંદ્રચૂડ નામનો યોગ થાય છે.' તે આ પુરુષના સંબંધમાં નવમા સ્થાનનો પતિ ભૌમ, કેંદ્ર અર્થાત્ ચતુર્થસ્થાનમાં રહેલો છે. એથી આ પુરુષ અતિ ગુણવાન્, મહાન્ પ્રભાવશાળી, દુઃખીઓનો પરિપોષક, અતિ દાનશીલ તથા એના સંગપ્રભાવથી નિંદ્ય માણસો પણ સન્માર્ગમાં પ્રીતિવાળા થશે. એમ એક ચંદ્રચૂડ નામનો યોગ થયો.

આ પુરુષની કુંડલીમાં 'મયૂર' નામનો યોગ દેખાય છે. તે શ્લોક ૨ નો ભાવાર્થઃ- 'જ્યારે વિત્તપતિ અર્થાત્ બીજા સ્થાનનો પતિ કેંદ્ર અથવા અગીઆરમા સ્થાનમાં તથા સ્વસ્થાનમાં હોય ત્યારે મયૂરનામનો યોગ થાય છે.' તે આ પુરુષ વિષે દ્વિતીયસ્થાનનો પતિ બુધ, કેંદ્ર–ચોથા–સ્થાનમાં રહ્યો છે, તેથી આ પુરુષ વાણી બોલવામાં ઘણો કુશળ તથા ધનવ્યયઉત્સવમાં અને સન્માર્ગમાં ઘણું કરી શકશે. આ બીજો યોગ બહુ શ્રેષ્ઠ છે.

આ પુરુષની જન્મકુંડલીમાં 'શ્રી વત્સ' નામનો યોગ પણ દેખાય છે. તે શ્લોક ૩ નો ભાવાર્થઃ–'જ્યારે ગગનાધિપતિ અર્થાત્ દશમા સ્થાનનો પતિ કેંદ્રસ્થાને અથવા કોણ

સ્થાનમાં આવે છે ત્યારે 'શ્રી વત્સ' નામનો યોગ થાય છે.' તે આમાં દશમા સ્થાનનો પતિ શુક્ર, કેંદ્ર સ્થાન અર્થાત્ ચોથા સ્થાનમાં છે, તેથી આ પુરુષ લક્ષ્મીવાન તથા બધા સુખયુક્ત સદાસર્વદા રહેવાને લાયક છે. એમ આ ત્રીજો યોગ દેખાડે છે.

આ પુરુષની જન્મપત્રિકામાં ચોથો યોગ 'પારિજાત' નામનો પણ છે. તે શ્લોક ૪ નો ભાવાર્થ:-'જ્યારે તૃતીયસ્થાનપતિ પહેલા, ચોથા, સાતમા અને દશમા સ્થાનોમાં આવે છે ત્યારે આ પુરુષ ઘણો જ રાજસન્માનિત થાય.' તે આ જન્મકુંડલીમાં તૃતીય સ્થાનનો પતિ ભૃગુ ચતુર્થ સ્થાને વસે છે, તેથી આ યોગ અત્યુત્તમ શોભે છે. એમ ચોથો યોગ થયો.

આ પુરુષની જન્મકુંડલીમાં 'મુક્તાદામ' નામનો યોગ પણ ઘણા સુખવાળો દેખાય છે. તે શ્લોક ૫ નો ભાવાર્થ:-'જ્યારે અમ્બુપતિ ચતુર્થસ્થાનનો સ્વામી કેંદ્રસ્થાનમાં તથા લાભ સ્થાનમાં, એકાદશમાં અથવા કોણસ્થાનમાં આવે છે ત્યારે 'મુક્તાદામ' નામનો યોગ થાય છે.' તે આમાં ચતુર્થસ્થાનનો પતિ ભૌમ, કેંદ્ર એટલે ચોથા સ્થાનમાં રહેલો છે તેથી આ પુરુષ અતિ લક્ષ્મીવાન અને અમૂલ્ય પદાર્થોનો ભોક્તા થાય. વધારે શું? આધ્યાત્મિક વિષયોને પણ આ સુખેથી ભોગવે. એમ પાંચમો 'મુક્તાદામ' યોગ પણ શોભે છે.

આ પુરુષનો વળી 'મૃગરાજ' નામનો પણ યોગ છે. તે શ્લોક ૬ નો ભાવાર્થ:-'સૂર્યપુત્ર શનિ અને ભૂમિપુત્ર મંગળ, આ બે ગ્રહો જ્યારે વૃશ્ચિક, મેષ, સિંહ અને કર્ક રાશિમાં આવે છે, ત્યારે 'મૃગરાજ' નામનો યોગ થાય છે.' એવી રીતે આ જન્મરાશિમાં શનિ અને ભૌમ, બે પાપગ્રહો કેંદ્ર–ચોથા–સ્થાનમાં રહેલા છે તેથી 'મૃગરાજ' નામનો યોગ પણ દેખાય છે. આ યોગ પ્રાપ્ત થતાં મનુષ્ય અતિ સુખભાગી થાય છે. એમ છઠ્ઠો 'મૃગરાજ' નામનો યોગ દેખાય છે.

એવી રીતે આ પુરુષનો સાતમો 'અમર' નામનો યોગ અતિ સુખ કરનારો જણાય છે. તે શ્લોક ૭ નો ભાવાર્થ:-'કેંદ્ર તથા કોણ, નવ, પંચમ યોગસ્થાનમાં ગુરુ આવતાં તથા ચોથા સ્થાનમાં પાપગ્રહ હોતાં 'અમર' નામનો યોગ થાય છે. આ યોગ પ્રાપ્ત થતાં મનુષ્ય ચિરકાલપર્યંત લક્ષ્મીથી યુક્ત રહે.' તે આ જન્મકુંડલીમાં ગુરુ સાતમા સ્થાનમાં છે તથા પાપગ્રહો રવિ, શનિ અને ભૌમ ચતુર્થસ્થાનમાં દેખાય છે, તેથી અમર નામનો પણ યોગ સુયોગ જણાય છે. જે પ્રાપ્ત થતાં મનુષ્ય શ્રી પદ ચિહ્નવડે ભૂષિત થવાને શકય હોય છે.

એવી રીતે આ જન્મકુંડલીમાં 'ફલ' નામનો યોગ પણ પ્રકાશે છે. જેમકે લગ્નાધિપ તેમ જ એકાદશ સ્થાનનો પતિ અને દ્વિતીય સ્થાનનો પતિ જ્યારે કેંદ્ર અથવા કોણ સ્થાનમાં આવે છે ત્યારે મનુષ્યોને અતિ સુખ આપે છે. તે આ જન્મકુંડલીમાં રવિ, ભૌમ અને બુધ ચોથા સ્થાનમાં રહેલા છે તેથી આ પુરુષ નાની વયમાં જ અતિ સુખભાગી થવાને લાયક છે. આ આઠમો યોગ થયો. એવી રીતે બીજા પણ ઘણા યોગ દેખાય છે. આ યોગો યોગચિંતામણિ ગ્રંથમાં સમ્યક્ પ્રકારે લખેલા છે.

વળી ભૃગુસંહિતામાં ભૃગુમુનિ તો એમ કહે છે કે જ્યારે ચોથા સ્થાનમાં રવિ, ભૌમ, બુધ, શુક્ર, શનિ, પાંચગ્રહો સાથે મળેલા હોય અને મોક્ષસ્થાનનો પતિ ચંદ્ર ધર્મસ્થાનમાં હોય ત્યારે આ માણસ અતિ તેજસ્વી, પૂર્વસંચિત પુણ્યોનો ભાગી તથા ઉદાર દાતા અને ધર્મોપદેશક થાય. વળી જે સુખ સંન્યાસીઓને સમાધિસ્થચિત્તથી પ્રાપ્ત થાય છે તે સુખ આવા માણસોને ગૃહમાં રહ્યા છતાં સુખેથી પ્રાપ્ત થાય છે. કંઈ પણ બળથી કષ્ટ કરીને નહીં પરંતુ જે બીજાઓને કષ્ટે અથવા કરોડો જન્મે સંચિત પુણ્યવડે પ્રાપ્ત થાય તે ફલ આ માણસને ગૃહસ્થાશ્રમમાં રહીને પણ સહેજે ઝટ પ્રાપ્ત થાય છે.

## પાર્શ્વનાથ પરમાત્માને નમસ્કાર

અનંતવાર જગતને રૂડું દેખાડવા પ્રયત્ન કર્યું; તેથી રૂડું થયું નથી. કેમકે પરિભ્રમણ અને પરિભ્રમણના હેતઓ હજુ પ્રત્યક્ષ રહ્યા છે. એક ભવ જો આત્માનું રૂડું થાય તેમ વ્યતીત કરવામાં જશે, તો અનંત ભવનું સાટું વળી રહેશે; એમ હું લુઘત્વભાવે સમજ્યો છઉં; અને તેમ કરવામાં જ મારી પ્રવૃત્તિ છે. આ મહાબંધનથી રહિત થવામાં જે જે સાધન, પદાર્થ શ્રેષ્ઠ લાગે, તે ગ્રહવા એજ માન્યતા છે, તો પછી તે માટે જગત્‌ની અનુકૂળતા-પ્રતિકૂળતા શું જોવી? તે ગમે તેમ બોલે પણ આત્મા જો બંધનરહિત થતો હોય, સમાધિમય દશા પામતો હોય તો તેમ કરી લેવું. એટલે કીર્ત્તિ-અપકીર્ત્તિથી સર્વકાળને માટે રહિત થઈ શકાશે.

અત્યારે એ વગેરે એમના પક્ષના લોકોના જે વિચારો મારે માટે પ્રવર્ત્તે છે, તે મને ધ્યાનમાં સ્મૃત છે; પણ વિસ્મૃત કરવા એ જ શ્રેયસ્કર છે. તમે નિર્ભય રહેજો. મારે માટે કોઈ કંઈ કહે તે સાંભળી મૌન રહેજો; તેઓને માટે કંઈ શોક-હર્ષ કરશો નહીં. જે પુરૂષપર તમારો પ્રશસ્ત રાગ છે, તેના ઇષ્ટદેવ પરમાત્મા જિન, મહાયોગીંદ્ર પાર્શ્વનાથાદિકનું સ્મરણ રાખજો, અને જેમ બને તેમ નિર્મોહી થઈ મુક્ત દશાને ઇચ્છજો. જીવિતવ્ય કે જીવનપૂર્ણતા સંબંધી કંઇ સંકલ્પ-વિકલ્પ કરશો નહીં. ઉપયોગ શુદ્ધ કરવા આ

જગત્‌ના સંકલ્પ-વિકલ્પને ભૂલી જજો; પાર્શ્વનાથાદિક યોગીશ્વરની દશાની સ્મૃતિ કરજો; અને તે જ અભિલાષા રાખ્યા રહેજો, એ જ તમને પુનઃ પુનઃ આશીર્વાદપૂર્વક મારી શિક્ષા છે. આ અલ્પજ્ઞ આત્મા પણ તે પદનો અભિલાષી અને તે પુરૂષનાં ચરણ કમલમા તલ્લીન થયેલો દીન શિષ્ય છે. તમને તેવી શ્રદ્ધાની જ શિક્ષા દે છે. વીરસ્વામીનું બોધેલું દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સર્વસ્વરૂપ યથાતથ્ય છે, એ ભૂલશો નહીં. તેની શિક્ષાની કોઇપણ પ્રકારે વિરાધના થઈ હોય, તે માટે પશ્ચાત્તાપ કરજો. આ કાળની અપેક્ષાએ મન, વચન, કાયા આત્મભાવે તેના ખોળામાં અર્પણ કરો, એજ મોક્ષનો માર્ગ છે. જગત્‌ના સઘળા દર્શનની—મતની શ્રદ્ધાને ભૂલી જજો; જૈન સંબંધી સર્વ ખ્યાલ ભૂલી જજો; માત્ર તે સત્પુરૂષોના અદ્દ્ભુત, યોગસ્ફુરિત ચરિત્રમાં જ ઉપયોગને પ્રેરશો.

આ તમારા 'માનેલા મુરબ્બી' માટે કોઈ પણ પ્રકારે હર્ષ-શોક કરશો નહીં; તેની ઇચ્છા માત્ર સંકલ્પ-વિકલ્પથી રહિત થવાની જ છે; તેને અને આ વિચિત્ર જગત્‌ને કંઈ લાગતું વળગતું કે લેવા દેવા નથી. એટલે તેમાંથી તેને માટે ગમે તે વિચારો બંધાય કે બોલાય, તે ભણી હવે જવા ઇચ્છા નથી. જગત્‌માંથી જે પરમાણુ પૂર્વકાળે ભેળાં કર્યાં છે તે હળવે હળવે તેને આપી દઈ રૂણમુક્ત થવું, એજ તેની સદા સઉપયોગી, વહાલી, શ્રેષ્ઠ અને પરમ જિજ્ઞાસા છે; બાકી તેને કંઈ આવડતું નથી; તે બીજું કંઈ ઇચ્છતો નથી;

પૂર્વ કર્મના આધારે તેનું સઘળું વિચરવું છે; એમ સમજી પરમ સંતોષ રાખજો; આ વાત ગુપ્ત રાખજો. કેમ આપણે માનીએ છીએ, અથવા કેમ વર્ત્તિએ છીએ તે જગત્‌ને દેખાડવાની જરૂર નથી;પણ આત્માને આટલું જ પૂછવાની જરૂર છે, કે જો મુક્તિને ઇચ્છે છે તો સંકલ્પ-વિકલ્પ, રાગ—દ્વેષને મૂક અને તે મૂકવામાં તને કંઈ બાધા હોય તો તે કહે. તે તેની મેળે માની જશે અને તેની મેળે મૂકી દેશે. જ્યાં ત્યાંથી રાગ-દ્વેષ રહિત થવું એ જ મારો ધર્મ છે: અને તે તમને અત્યારે બોધી જઊં છઊં. પરસ્પર મળીશું ત્યારે હવે તમને કંઈ પણ આત્મત્વ સાધના બતાવાશે તો બતાવીશ. બાકી ધર્મ મેં ઉપર કહ્યો તે જ છે, અને તેજ ઉપયોગ રાખજો. ઉપયોગ એજ સાધના છે. વિશેષ સાધના તે માત્ર સત્પુરૂષનાં ચરણકમળ છે; તે પણ કહી જઊં છઊં. આત્મભાવમાં સઘળું રાખજો; ધર્મધ્યાનમાં ઉપયોગ રાખજો; જગત્‌ના કોઈપિણ પદાર્થ, સગાં, કુટુંબી મિત્રનો કંઈ હર્ષ-શોક કરવો યોગ્ય જ નથી. પરમ શાંતિપદને ઇચ્છીએ એ જ આપણો સર્વ સમ્મત ધર્મ છે, અને એ જ ઇચ્છામાં ને ઇચ્છામાં તે મળી જશે, માટે નિશ્ચિંત રહો. ‘હું કોઈ ગચ્છમાં નથી; પણ આત્મામાં છું’. એ ભૂલશો નહીં. દેહ જેનો ધર્મોપયોગ માટે છે, તે દેહ રાખવા જે પ્રયત્ન કરે છે, તે પણ ધર્મને માટે જ છે.

---

# શ્રીમદ્ રાજચંદ્ર

## ઉપદેશબોધ

---

### ગ્રંથારંભ વંદના

શાર્દૂલવિક્રીડિત

[1]ગ્રંથારંભ પ્રસંગ રંગ ભરવા, કોડે કરૂં કામના;
બોધું ધર્મદ મર્મ ભર્મ હરવા, છે અન્યથા કામના;
ભાખું મોક્ષ સુબોધ ધર્મ ધનના, જોડે કથું કામના;
એમાં તત્ત્વ વિચાર સત્ય સુખદા, પ્રેરો પ્રભુ કામના.

× × ×

છપ્પય

નાભીનંદન નાથ, વિશ્વવંદન વિજ્ઞાની;
ભવ બંધનના ફંદ, કરણ ખંડન સુખદાની;
ગ્રંથ પંથ આદ્યંત, ખંત પ્રેરક ભગવંતા;
અખંડીત અરિહંત, તંતહારક જયવંતા;
શ્રી મરણ-હરણ તારણ-તરણ, વિશ્વોધારણ અઘ હરે;
તે ઋષભદેવ પરમેશપદ, રાયચંદ વંદન કરે.

---

૧ આ કાવ્યો શ્રીમદે કોઈ ગ્રંથ લખવા ધારેલો તેના મંગળાચરણરૂપ છે. કયા વિષયપર ગ્રંથ લખવાની તેમની ધારણા હતી અને કયા વર્ષમાં, તેનો ઇતિહાસ જો કે નિશ્ચિતપણે જાણવામાં નથી આવતો, પરંતુ ભાષાશૈલી જોતાં એમ લાગે છે કે "ભાવનાબોધ" અને "મોક્ષમાળા" ની રચના તેઓએ સંવત ૧૯૪૩ ની લગભગમાં કરી તે પહેલાંના વર્ષોનો આ પ્રયાસ છે. અમે આ ગ્રંથને મથાળે આ કાવ્યો મંગળાચરણરૂપે મૂકીએ છીએ. સંશોધક. હેo ટોo

## પ્રભુ-પ્રાર્થના

દોહરા

જળહળ જ્યોતિ સ્વરૂપ તું, કેવળ કૃપાનિધાન;
પ્રેમ પુનિત તૂં જ પ્રેરજે, ભયભંજન ભગવાન. ૧
નિત્ય નિરંજન નિત્ય છો, ગંજન ગંજ ગુમાન;
અભિવંદન અભિવંદના, ભયભંજન ભગવાન. ૨
ધર્મ ધરણ તારણ તરણ, શરણ ચરણ સન્માન;
વિઘ્નહરણ પાવનકરણ, ભયભંજન ભગવાન. ૩
ભદ્રભરણ ભીતીહરણ, સુધાઝરણ શુભવાન;
ક્લેશહરણ ચિંતાચુરણ, ભયભંજન ભગવાન. ૪
અવિનાશી અરિહંત તું, એક અખંડ અમાન;
અજર અમર અણજન્મ તું, ભયભંજન ભગવાન. ૫
આનંદી અપવર્ગી તું, અકળ ગતિ અનુમાન;
આશિષ અનુકૂળ આપજે, ભયભંજન ભગવાન. ૬
નિરાકાર નિર્લેપ છો, નિર્મળ નીતિનિધાન;
નિર્મોહક નારાયણા, ભયભંજન ભગવાન. ૭
સચરાચર સ્વયંભૂ પ્રભુ, સુખદ સોંપજે સાન;
સૃષ્ટિનાથ સર્વેશ્વરા, ભયભંજન ભગવાન. ૮
સંકટ શોક સકળ હરણ, નૌતમ જ્ઞાન નિદાન;
ઇચ્છા વિકળ અચળ કરો, ભયભંજન ભગવાન. ૯
આધિ વ્યાધિ ઉપાધિને, હરો તંત તોફાન;
કરુણાળુ કરુણા કરો, ભયભંજન ભગવાન. ૧૦
કિંકરની કંકર અતિ, ભૂલ ભયંકર ભાન;
શંકર તે સ્નેહે હરો, ભયભંજન ભગવાન. ૧૧
શક્તિ શિશુને આપશો, ભક્તિ મુક્તિનું દાન;
તુજ જુક્તિ જાહેર છે, ભયભંજન ભગવાન. ૧૨
નીતિ પ્રીતિ નમ્રતા, ભલી ભક્તિનું ભાન;
આર્ય પ્રજાને આપશો, ભયભંજન ભગવાન. ૧૩
દયા શાંતિ ઔદાર્યતા, ધર્મ મર્મ મનધ્યાન;
સંપ જંપ વણ કંપ દે, ભયભંજન ભગવાન. ૧૪
હર આળસ એદીપણું, હર અઘ ને અજ્ઞાન;
હર ભ્રમણા ભારત તણી, ભયભંજન ભગવાન. ૧૫
તન મન ધનને અન્નનું, દે સુખ સુધાસમાન;
આ અવનિનું કર ભલું, ભયભંજન ભગવાન. ૧૬
વિનય વિનંતિ રાયની, ધરો કૃપાથી ધ્યાન;
માન્ય કરો મહારાજને, ભયભંજન ભગવાન. [1][અપ્ર.લ. ૯૮-૯૯] ૧૭

૧ અપ્ર.લ.=અપ્રગટ લખાણ.—શ્રીમદ્ રાજચંદ્રની બીજી આવૃત્તિનું સંશોધન કરી છપાવતી વખતે પાછળથી મળી આવેલા વધુ પત્રોને અપ્રગટ લખાણ તરીકે નવા આંક આપી દાખલ કરેલ તેમાંનું આ લખાણ છે. આ ત્રણે કાવ્યો ચોથી આવૃત્તિમાં નથી. સંશોધક.

